## સોનગરા ચૌહાણ કુળનો ઇતિહાસ.

ચરૂ ત્યાં રજવાડાંમાં
રાજસ્થાનમાં દાદેરવા નામે નગરી હતી. જે ભાદરણ તાલુકો, જીલ્લો  ચરૂ ત્યાં રજવાડાંમાં જાહોરસિંહ ચૌહાણ રાજા હતો. તેને બે રાંણીઓ હતી. એક- કાસલબા અને બીજા - બાસણબા. જે એક જ બાપની બે દિકરીઓ હતી. કાસલબાની કુખે એક પુત્ર જેનું નામ નાગજી ચૌહાણ હતું. જે ગોરખનો અવતાર હતો. જેના માતા-પિતાની ખબર ન હતી. જયારે બાસણબાની કુખે ફતેસિંહ ચૌહાણ નો જન્મ થયો હતો. એટલે જાહોરસિંહ રાજાને બે દિકરા નાગજી ચૌહાણ અને બીજો ફતેસિંહ ચૌહાણ. બંન્ને બહુ બાહોર, બળીયા અને કાંડા બળીયા હતા. હવે વાત મોટાભાઇ નાગજી ચૌહાણની પછીથી ફતેસિંહનો ઇતિહાસ જોઇશું.

નાગજી ચૌહાણની ઉંમર થઇ હોઇ માતા-પિતાને તેના લગ્નની ચર્ચા થઇ અને લગ્ન બાબતે નાગજીને કહેવું પણ નાગજી તો ગોરખનો અવતાર લગ્નની સાફ ના કહી છતાં વડીલોને માન આપી લગ્ન માટે હા કહી. શ્રીફળ લઇ ગોર મહારાજ જેસલમેર ગયા અને જેસલમેરમાં તાબુજી ભાઠીને ત્યાં શ્રીફળ આપ્યુ અને તાબુજી ભાઠીની દિકરી સુર્યલબા સાથે નાગજી ચૌહાણની સગાઇ કરી અને ધામધુમથી લગ્ન થયા. સમય જતાં નાગજી ચૌહાણની ઉંમર ૫૦ વર્ષ થયા છતાં સંતાન નહીં થતાં પિતાજી જાહોરસિંહને ચિંતા થવા લાગી. ફરીથી લગ્ન બાબતે ચર્ચા કરી, તો નાગજી ચૌહાણે ચોખ્ખી ના કહી. વડીલોને માન આપી બીજા લગ્નની મંજુરી આપી. પણ સરત રાખી કે મારી ઉંમર ૫૦ વર્ષની છે તો ૫૦ વર્ષની કન્યા હોય તો સગપણ કરજો. શ્રીફળ અને ચુંદડી લઇને ગોર મહારાજ આખાય રાજસ્થાનમાં ફર્યા પણ કયાંય સરત પ્રમાણેની કન્યા ન હતી. પછી ગોર મહારાજે કચ્છ તરફ પ્રયાણ કર્યા. કચ્છમાં રાતડીયા રણ તેના સોઢા પરમારની દિકરીની ઉંમર હતી જેથી શ્રીફળ અને ચુંદડી સગપણ માટે સોઢા પરમારને આપી. નાગજી ચૌહાણને વિશ્વાસ હતો કે ૫૦ વર્ષની કન્યા મળશે નહીં એ આધારે બીજા લગ્ન કરવાની હા પાડી હતી, પણ નબીસમાં લખેલુ બને જ જતું હોય છે. ગોર મહારાજે શ્રીફળ આપીને દાદેરવા નગરીએ આવ્યા અને ત્યાં જાહોરસિંહ ચૌહાણને વાત કરી કે નાગજી ચૌહાણનું સગપણ કચ્છમાં રાતડીયા રણમાં સોઢા પરમારની દિકરી સાથે નકકી કર્યુ.

જાહોરસિંહ ચૌહાણ ગુસ્સે થયાં, ગોર મહારાજ તમે આ શું કર્યુ. સોઢા પરમાર અને ચૌહાણોનું વર્ષોથી વેર ચાલ્યું આવે છે અને તમે આ શું કર્યુ અને હવે શું થશે. નાગજી ચૌહાણ આ વાત સાંભળી ગયા. શું થયું છે ? આ વાત જાણી કહયું કે લગ્ન તો જરૂર થી કરીશ. મારા સગપણની ચુંદડી અને શ્રીફળ રઝળે તે ચૌહાણ કુળનું અપમાન કહેવાય, માટે હું લગ્ન કરવા જઇશ. જેને આવવું હોય તે આવે, નહીં તો હું એકલો જઇશ. ચૌહાણોના સગા સૌ ભેગા થયા પણ કોઇ જાનમાં ગયું નહીં.

આ બાજુ કચ્છમાં સોઢા પરમારે પણ છટકુ ગોઠવ્યું હતુ. વરરાજા ( નાગજી ચૌહાણ ) ને લગ્ન મંડપે લાવવો અને બાકીના જાનૈયાઓને મારી નાંખવા. આ યુધ્ધ માટે ગામના ગોંદરે યુધ્ધ માટેની તૈયારીઓ કરી દીધી હતી. નાગજી ચૌહાણ ઘોડેસવાર થઇને લગ્નનો પહેરવેશ પહેરીને લગ્ન માટે નીકળ્યા. પણ મનમાં સતત વિટંબણાઓ અને વિચારો સાથે જતાં, ત્યાં એક ૧૬ વર્ષની અપ્સરા જેવી છોકરી જોઇ તેણે નાગજી ચૌહાણને કહયું, કે ચિંતા કરીશ નહીં હું તારી કુળ દેવી આશાપુરા ચામુંડા છુ અને જા હું તારી સાથે જ છું અને મોયરામાં હું તારી લુણ ખખડાવવા આવીશ અને પાછળ ફરી જોજે તો હું તારી લુણ ખખડાવતી હોઇશ. તો સમજજે કે હું તારી સાથે જ છું.

નાગજી ચૌહાણ પુરપાટ ઘોડો હંકારતો જાય છે. તે રસ્તે ફેણ ચઢાવી એક નાગ ઉભો હતો. કેમ નાગરાજ તમે અપશુકન કરો છો તેમ નાગજી ચૌહાણે પુછયું. તો નાગ બોલ્યો કે મારે તને કરડવું છે. હું લગ્ન કરી આવું પછી તુ મને કરડજે. નાગજી ચૌહાણે નાગને વચન આપ્યુ. નાગજી ચૌહાણ સોઢા

પરમારને ગોંદરે પહોચ્યા પણ એકલા હતા છતાં સૈનિકોએ પણ તેમને કશુ કર્યુ નહી. તેમાં મોગલ સૈનિકો પણ હતા. લગ્નને માંડવે નાગજી ચૌહાણ પહોચ્યા, મોયરામાં લીધા અને માતા આશાપુરીનું વચન દાય આવ્યુ અને પાછળ વળીને જોયું તો લુણારી તરીકે માતાજી લુણ ખખડાવતા હતા.લગ્ન પતી ગયા પછી ત્રણ જણા નીકળ્યા. માતાજી અદ્રશ્ય થઇ ગયા. સૈનિકો પાસે પહોંચ્યા અને સૈનિકોને નાગજી ચૌહાણની યુધ્ધની ચકાસણી કરવા માંગણી કરી, પણ નાગજી ચૌહાણે તલવાર ના ખેંચી ફકત લીમડાના સોટીથી બધા સૈનિકોને હરાવ્યા.

ચાલતા ચાલતા આપેલ વચનવાળી જગ્યાએ આવ્યા. નાગ અને નાગજી ચૌહાણ વચ્ચે સંવાદ થયો કે, હું એ તું જ છે અને તમે તો ગોરખના અવતાર છો. પછી નાગ સર્પ દંશ કરવા જાય છે. પણ બધા લોહી લુહાણ નાગજી જીભે દંશ કરે છે અને બંન્ને બેભાન થઇને ઢળી પડે છે. નાગ અને નાગજી ચૌહાણ બંન્નેને ઝૅર ચઢી જાય છે. કુળ દેવી આશાપુરા જે જગ્યાએ હતા તે જગ્યાએ ઉભા રહી નાગજી ચૌહાણની વ્હારે થઇ સર્પ દંશ વાળી જગ્યાએ આવ્યા અને બંન્નેને જીવતા કર્યા. આશિર્વાદ આપી નાગજી ચૌહાણ અને તેમના પત્નિ દાદેરવા નગરીએ આવ્યા. ગામ આખુ સામૈયુ કરવા આવ્યુ અને ઘેર લાવ્યા. સમય થતાં તેમને પણ સંતાન ન થતાં નાગજી ચૌહાણે સમગ્ર ગામલોકોને એકઠા કરી નાગજી ચૌહાણે કેમ બધાને ભેગા કર્યા તે માટે સૌને ચોખવટ કરી. નાગજી ચૌહાણે સમગ્ર ગામલોકોને કહયું કે, મારે સમાધિ લેવી છે એટલા માટે મેં સૌને ભેગા કર્યા છે. ત્યાર બાદ નાગજી ચૌહાણ તેમના પિતાજી જાહોરસિંહ ચૌહાણના આશિર્વાદ લેવા જાય છે. તેમના પિતા ને ખબર પડે છે કે તેમનો પુત્ર નાગજી ચૌહાણ ગોરખનાથનો અવતાર છે. જાહોરસિંહ ચૌહાણ જયારે તેમના પુત્રને પગે લાગવા જાય છે ત્યારે નાગજી ચૌહાણ કહે છે કે, બાપ કદી બેટાને પગે લાગે નહીં. આમ સમાધી માટે ધરતી માતાએ જગ્યા આપી અને નાગજી ચૌહાણે ત્યાં જ સમાધિ લીધી અને તે જગ્યાએ હાલમાં ગોગા બેડી (દેરી) છે. છેલ્લે રામ રામ કર્યા અને કંઇક બતાવ્યુ અને કંઇક કહયુ.

૧) ચૌહાણ કુળમાં સાપ કરડશે પરંતુ મરશે નહીં.
૨) બાળકનો જન્મ થાય તો ઘરમાં ઘોડીયુ રાખવું નહીં. લાકડાના ટેકા બાંધી પારણું બાંધવુ.
૩) તમારા ઘેર કપડાનું તોરણ કદી ના બાંધવુ પણ આસોપાલવનું તોરણ બાંધવું.
૪) ચૌહાણ કુળમાં શુરવિર, ભગત કે દાતાર પાકશે પણ ફાતડો નહીં પાકે.

આમ નાગજી ચૌહાણે સૌ ગામ લોકોને રામ રામ કરી સમાધિ લીધી અને નાગજી ચૌહાણનો આત્મા આભમાં ભળી ગયો.

આ તો વાત થઇ સોનગરા કુળના કુળદિપક નાગજી ચૌહાણના ઇતિહાસની, હવે આગળ જોઇએ તેમના બીજા ભાઇ ફતેસિંહ ચૌહાણના ઇતિહાસની.

ફતેસિંહ ચૌહાણ દાદેરવા નગરીથી અજમેર આવ્યા. જોહરસિંહ અને અને તેમના પુત્ર ફતેસિંહએ અજમેરમાં રાજ કર્યુ. ફતેસિંહને ત્રણ દિકરા હતા. જે આ પ્રમાણે છે.

ફતેસિંહ ચૌહાણ

| | | | | | |
|---|---|---|---|---|---|
| આબોસિંહ ચૌહાણ | સારંગદેવ ચૌહાણ | વિસલદેવ ચૌહાણ | | | |
| | | અનકરાજસિંહ. | | | |
| | | સુમેશ્વરસિંહ. | | રાહુલજી જેમના લગ્ન બિકાનેર ના રાઠોડ કુળમાં થયા હતા. | |
| | | પૃથ્વીરાજ ચૌહાણ. દ્દલ્હી ગયા. | હરીરાજસિંહ. કાકોશીયાનુ કુળ. | કિર્તીપાળસિંહ. | કિતીસિંહી |

અજમેરમાં ગોડી બોલાચાલી થઇ તેથી કિર્તીપાળ ત્યાંથી ચાલી નીકળ્યા અને અજમેરથી નાડોલ આવ્યા, ત્યાં બાર ગામના રાજા હતા તેમને યુધ્ધ કરીને હરાવ્યા અને નાડોલ વસ્યા અને ત્યાર બાદ પછી નાડોલ ખાતે આશાપુરા માઁ નું ભવ્ય મંદિર બનાવ્યું. હાલ રજપુતોએ માતની સ્થાપના કરવી હોય તો દિવો નાડોલથી લાવે છે. થોડા સમય બાદ તેમની કિર્તી આજુ બાજુ ફેલાવા લાગી અને તેમને પણ તેમનો વિસ્તાર વધારવાની ઝંખના જાગી. આજુ બાજુના રજવાડા કબજે કર્યા. પછી એક રજવાડુ ઝાલોર હતુ. જયાં નારાયણસિંહ પરમાર રાજય કરતા હતા અને દિલ્હી સુલતાનને શાલીયાણું ભરતા હતા. કિર્તીપાળે ઝાલોરના નારાયણસિંહ પરમાર સામે યુધ્ધની માંગણી કરી અને બંન્ને વચ્ચે યુધ્ધ થયું. નારાયણસિંહ પરમારને હરાવીને ઝાલોર કબજે કર્યુ. તે વખતે કિર્તીપાળનો નાનો ભાઇ કીતીસિંહને ખબર પડી કે તેમના મોટા ભાઇ ઝાલોરના ગાદીપતિ છે. તેથી કીતીસિંહ પણ ઝાલોર આવ્યા. બંન્ને ભાઇઓ ઝાલોરમાં રજવાડુ ભોગવે છે. જે દિલ્હીના મોગલોના હાથનીચે ભોગવે છે.

હવે જોઇએ કિર્તીપાળસિંહ અને કીતીસિંહના વારસદરો.

રાહુલજીના વારસદારો.

| કિર્તીપાળસિંહ. | | કીતીસિંહ. | | |
|---|---|---|---|---|
| ઉદેસિંહ. | | કનળદેવ. | રૂદ્રરાય.(ભગત) ચિતોડના રાણાને ત્યાં લગ્ન કરેલ હતા. | માલદેવ. |
| વિરમદેવ. | રાણકદેવ. | | | |

કનળદેવ બહુ કાંડા બળીયો હતો. જે ચિતોડના દુધમલ રાણાને પણ હરાવ્યો હતો. પછી ભાઇ રૂદ્રરાય જયાં પરણેલા હતા તેથી ચિતોડનુ રાજ પણ તેમને આપી દીધુ. ત્યાર બાદ તેમના પિતા ઉદેસિંહ મૃત્યુ પામ્યા અને તેમના પુત્ર વિરમદેવને ગાદી આપી.કનકદેવ ( કાકા ) એ છાણીયાપણું દિલ્હીના બાહશાહ અલાઉદ્દીન ખીલજીને ભરવુ પડતુ હતુ. વરસાદ ન આવવાથી પ્રજાએ વેરો ન ભરતાં

દિલ્હીના સૈનિકો આવ્યા અને બે વર્ષનો ભેગો વૅરો ભરીશું તેમ કહી તેવા સમાચાર લઇ સૈનિકો દિલ્હી
પરત ગયા. બીજા વર્ષે પણ વૅરો ભરપાઇ ન કરી શકતા દિલ્હીના સૈનિકોએ વિરમદેવ અને તેમના કાકા
કનળદેવ આગળ વૅરાની કડક ઉઘરાણી કરી. ત્યારે વિરમદેવની ઉંમર ૧૭ વર્ષની હશે. તલવાર ખેંચી
વિરમદેવે સૈનિકોને કહ્યુ કે, અમો ચૌહાણ છીએ. ઘણીયાપણું અમે ભરીશું નહીં. કનકદેવે સૈનિકોને
સમજાવીને દિલ્હી પરત મોકલ્યા, પણ દિલ્હીના બાદશાહને સૈનિકએ વાત કરી કે, ઝાલોરનો ચૌહાણ
નાનો છે છતાં તેમણે વૅરો ભરવાની ના કહી અને તલવાર ખેંચી હતી. બાદશાહને ગુસ્સો ચડયો. ત્યાર
બાદ સગવડ થતાં કનકદેવ વૅરો ભરવા દિલ્હી ગયા. ત્યારે તેમની સાથે જવા તેમના બે ભત્રીજા તૈયાર
થયા. દિલ્હીમાં કનકદેવ, વિરમદેવ, રાણકદેવ અને બારોટ ગયા. ત્યાં દિલ્હી પહોચ્યા મોગલ
બાદશાહના મહેલના ઝરૂખામાં બાદશાહની દિકરી બેઠી હતી. તેણે વિરમદેવને જોયા. તેમનુ રૂપ જોઇને
બાદશાહની દિકરી વરી ચુકી. વૅરો ભરવા સલ્તનતમાં ગયા. વૅરો ભર્યા બાદ બાદશાહને યાદ આવ્યુ કે.
ઝાલોરના ચૌહાણોએ અમારા સૈનિકો સામે તલવાર ઉપાડી હતી. તેથી સૈનિકોને કહયું કે તેમને ચાર
જણાને જેલમાં પુરી દો. સીપાહીઓએ તે ચારે જણાને જેલમાં પુરી દીધા અને શરત મુકી કે ઝાલોરથી
કોઇ જામીન લઇને આવે તો છોડી દઇશું. ત્યારે વિરમદેવ ઝાલોર જામીન લેવા ગયા. પણ વિરમદેવ
ઝાલોરથી દિલ્હી પરત આવ્યા જ નહીં. દિવસો થયા. રાણકદેવ બહુ કાંઇ બળીયા હતા. તેમણે જેલ
તોડી તેમના ઘોડા લઇ ભાગી છુટયા. બાદશાહને ખબર મળી પરંતુ કોઇ હાથ લાગ્યુ નહીં.

દિલ્હીમાં બાદશાહ બેગમને પોતાની દિકરીની ઉંમર પહોંચવા થતી હતી. તેથી લગ્ન બાબતે
બોલાવી ત્યારે દિકરી બોલી, જહાઁપના હું તો ઝાલોરના કુંવર વિરમદેવને વેરો ભરવા આવ્યા ત્યારે
વરી ચૂકી છું. હું લગ્ન કરીશ તો ચૌહાણ વિરમદેવને નહીંતર કુંવારી મરી જઇશ. બાદશાહે સમજાવી.
ચૌહાણ કુળ તને ના અપનાવે. પણ કુંવરી એક ની બે ના થઇ.

રાજા, વાજા ને વાંદરા. તેમણે તરત જ સૈન્ય તૈયાર કર્યુ. અને યુધ્ધ કરવા ઝાલોર તરફ
પ્રયાણ કર્યુ અને અને બાદશાહે સૈનિકોને સૂચન કર્યુ કે, વિરમદેવને જીવતા પકડીને દિલ્હી લઇ આવો.
સૈનિકો ઝાલોરના ગઢ નીચે આવ્યુ. વિરમદેવને ખબર પડી કે, કનળદેવ, રાણકદેવ અને ચંદ બારોટ
જેલ તોડીને આવ્યા છે એટલે સૈનિકો યુધ્ધ કરવા આવ્યા છે. એવું મનથી માન્યુ. ચૌહાણો ઓછા અને
સૈનિકો વધારે. શું થશે અને શું નહીં તેની ચિંતા થવા લાગી. યુધ્ધ થયું, તોપો ફુટી પણ કિલ્લો તુટયો
નહીં. બીજા દિવસે પણ યુધ્ધ થયું પણ બાદશાહના સૈનિકો હાલ્યા નહીં. દિલ્હી સમાચાર મોકલાવ્યા, કે
કિલ્લો તુટયો નહીં. થોડા દિવસ યુધ્ધ વિરામ થયું. આશાપુરા માતાના મંદિરથી પશ્ચિમે વિરમદેવનલ
મહેલ છે. ત્યાં વિરમદેવને ઉંઘ નથી આવતી. હથીયાર ખુટયા, માણસો ખુટયા, પૈસા ખુટયા અને
ચિંતામાં હતાં ત્યાં પાછળ જરૂખે અવાજ આવ્યો અને એક સુંદર સ્ત્રિ સામે આવી અને કહયું કે, હે વિરમ
હું તારી કુળદેવી છું અને જા તુ હારીશ નહીં. બાવાના વેશે ગોગે પત્થર નીચે સોનાના ચરૂ આવ્યા છે.
તેની નિશાની પેટે સોનગરા પણ એટલું ધ્યાન રાખજે કે, તું આ ઝાલોરથી નીચે ના ઉતરતો. એમ કહી
અંતરધ્યાન થયા અને સવારે યુધ્ધ થયું. બાદશાહના ઘણા સૈનિકો મર્યા. દિલ્હી ખબર મોકલ્યા કે, હવે
અમારૂ કંઇ ચાલતું નથી અને કિલ્લો તુટતો નથી. ત્યાં બાદશાહના સૈનિકોએ કહયું કે, અમે જયારે
કિલ્લો ચણતા હતા ત્યારે ચૂનો ખુટતા અમુક જગ્યાએ છાણ માટીથી ચણેલો છે. જે કોઇ તમામ કોટે
રાઇ નાંખો અને ઉગે કે ફુટે તો તે જગ્યાએથી તોપ મારી તોડો તો તુટશે. બાદશાહે આખા
હિન્દુસ્તાનમાં ઢંઢેરો પીટયો અને રાઇના ભાવ રાતે ગયા. રાઇ લાવી વેરી. ઉગી, ફુટી તે જગ્યાએ તોપ
મારી કિલ્લો તોડયો. કહેવાય છે કે, વિરમદેવની ચોકી હતી કે જ. જગ્યાએ છાણ માટીથી ચણતર હતું.
જેથી લશ્કર ઉપર ચઢવા લાગ્યુ. સૈનિકો મરાવા લાગ્યા, વિરમદેવ, રાણકદેવ, કનળદેવ, રૂદ્રરાય, માલદે
બધા ખુબ લડયા, વિરમદેવ મારતાં મારતાં શુરાતનમાં તે સૈનિકો કિલ્લાનો ભાગ તુટી ગયો અને છેક
ડુંગરની પૂર્વ બાજુએ ખાડા નીચે ઉતરતાં પાછળથી મોગલ સૈનિકે તલવાર મારી અને મસ્તક કાપી
નાખ્યું. જયાં સુધી ડુંગર ઉપર હતા ત્યાં સુધી મસ્તક લડયુ પછી નીચે આવતા ઢળી પડયા. મસ્તક

સૈનિકો દિલ્હી લઇ ગયા. ઝાલોરમાં નાસ ભાગ શરૂ થઇ. લોકો નાસી ગયા. વિરમદેવની બહેન કે માતાજીએ જીવત સમાધિ લીધી અને તે હાલમાં પણ પૂજાય છે. સાડલા ચઢે છે. એક દિકરી ચંપાબા જે કુંવારા હતા તેમને નાસી જવા કહયું અને જળધારા નકલંગની મૂર્તિ ખોળામાં આપી. જરૂર પડે આ મૂર્તિ તારૂ રક્ષણ કરશે. ત્યાંથી ચંપાબા નકળંગની મૂર્તિ લઇ પાલનપુર આવ્યા. રઝળતા રઝળતા ત્યાં મુડેઠીયાના રાઠોડો પાલનપુરમાં વેરો લેવા આવેલા અને તેમને જોયા. બોલાચાલીને અંતે ઝાલોરથી વિરમદેવ ચૌહાણની દિકરી છું બાદશાહનાં યુધ્ધ થી ઝાલોર ભગાયુ અને વખાની મારી બાદશાહના હાથમાં ન આવું તે હેતુ થી નીકળી છુ. ભાગી છું. તેમજ ધર્મની બહેન માની ને ચંપાબાને મુઢેઠાના દરબાર પાસે લઇ ગયા અને તેમને વહુવારૂ બોલાવી અને હકિકત જાણી કે, કુંવારા છે તો લગ્નની હા પડાવી અને પીપળું ગામ કે જયાં હમીરસિંહ વાઘેલાને ત્યાં શ્રીફળ અને ચુંદડી આપી સગપણ કર્યું. હમીરસિંહ કહે કે ચૌહાણો અમને દિકરી ના આપે છતાં પરિસ્થિતિને અનુકુળ થઇ ચુંદડી શ્રીફળ સ્વિકાર્યુ. ચંપાબા દરરોજ નકળંગની મૂર્તિની પૂજા કરતા. અને ચંપાબાના લગ્ન મુડેઠા ખાતે લગ્ન કરાવ્યા. હાલ ભાઇબીજના દિવસે મુડેઠાના રાઠોડો અને તમામ મુડેઠીયા ચંપાબાને ચુંદડી ઓઢાડે છે. લખતર ઘોડા લઇ જાય છે. મુઢેઠાના ગોંદરે નકળંગની સ્થાપના કરી અને ચુંદડી ત્યાં ઓઢાડે છે. નકળંગનો પાઠ મહાત્મા અને ચૌહાણો પણ પૂરી શકે.

આ બાજુ દિલ્હી મસ્તક લઇ ગયેલા સૈનિકોને બાદશાહે ખુબ ઠપકો આપ્યો કે વિરમદેવને જીવતા લાવવાના હતા પણ મસ્તક લાવ્યા તેથી મસ્તક બાદશાહની દિકરીએ મંગાવ્યુ. એ વખતે કહેવાય છે કે મસ્તક થાળીમાં અવળુ ફરી ગયુ હતુ અને મસ્તક સાથે લગ્ન કર્યા.

હવે ઝાલોરની પરિસ્થિતિનું વર્ણન કરીએ.

નાસભાગ, મારામારી એમાં વંશમાં ફકત માલદેવ અને રાણકદેવ બચ્યા હતા. જે સંતાઇ ગયા હતા. આમ માલદેવસિંહનો વંશજ નીચે મુજબ છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| માલદેવસિંહ ચૌહાણ. | | | | | | |
| અજયપાળસિંહ. જેઓ ચિખલીમાં રહયા હતા. | | | | | રામસિંહ. | |
| લખુભા. | | જેતસંગ. કે જેઓ ચિખલી રહયા. | | | એક બાકાસુર રહયા. | રામસણમાં રહયા. |
| જેઓ કરણી રહયા. | | વરવીણજી. | જીવાજી. | રતનસંગ. | જેઓ હાલ રાજપૂતો છે. | |

જેતસંગના લગ્ન દાંતાના રાણાની દિકરી સાથે થયેલા અને ચિખલીમાં રાજ કર્યુ. તે વખતે સેભરમાં દોડીયા રાજપૂત સાંઇઠ ગામનો ધણી રાજપૂતોનું રજવાડુ હતુ. આ દોડીયા રાજપૂતોને વડગામનો શેરામારૂમિંયા હેરાન કરતો હતો. સેભરના વડલે મિંયા આવે અને ઘોડા સાથે વડવાઇ પકડી હિંચતો. લોકો ખુબ ડરતા. બહુ બળીયો હતો. દોડીયા રાજપૂત ચિખલી જેતસંગ પાસે ગયા અને મિંયાની વાત કરી. દર શુક્રવારે મિંયા આવતો. જેતસંગ ધ્વારા તેને હરાવ્યો. પછી મિંયાને ખબર પડી કે આતો ચૌહાણો છે એટલે દિલ્હી સમાચાર મોકલ્યા. તમારો ગુનેગાર અહિં ચિખલી માં છે. જે સેભરમાં વારંવાર દોડીયા રાજપૂતોને ત્યાં આવે છે. દિલ્હી સમાચાર મળતાં જ મોગલ સૈન્ય સેંભર આવ્યુ અને યુધ્ધ થયું અને ચૌહાણોએ ચિખલીથી આવી યુધ્ધ કર્યુ અને મોગલોને હરાવ્યા. આમ વારંવાર યુધ્ધ થવાથી દોડીયા રાજપૂતો સેભરમાં જેતસંગ અને તેના પુત્રો ૧) વરવીણજી, ૨) જીવાજી અને ૩) રતનસિંહ ત્રણેને સેભર સોંપી ઉત્તર તરફ નીકળી ગયા. ચૌહાણોએ સેભરમાં વસવાટ કર્યો. જયાં

વસવાટ શરૂ કર્યો, પણ ઘરમાં નાગ વારંવાર આવતો અને ઘરથી દુર જતો નહીં. છેવટે જેતસંગે જોષી, ભુવા બોલાવી માહિતી મેળવી કે આ તમારા કુળનો ગોગ છે. જે સ્થાન માંગે છે. એટલે વિધિસર જેસંગે સેભર ડુંગર પર સ્થાન આપ્યુ અને તેની પૂજા કરતાં. ત્યાં શ્રાવણી પાંચમે મેળો ભરાય છે. દિલ્હીના બાદશાહનુ સૈન્ય ફરી આવ્યુ. સેભર ભાગ્યુ અને ચૌહાણો હારી ગયા. તેમની પાસે રહેલ દર દાગીના, સોનાની વેલ બધુ સેભરમાં એક જગ્યાએ કુવો છે તેમાં શરણે થયા. યુધ્ધમાં ત્રણ ભાઇઓ બચ્યા અને વિચારવા લાગ્યા કે હવે શું કરવું.

મામાનુ ઘર યાદ આવ્યુ અને ચાલો દાંતા જઇ રહયા. જરૂર પડતા મામાને પણ મદદ કરતાં. વરવીણજી, જીવાજી અને રતનસિંહ ત્રણે દાંતા રહેતા અને પાછા મામાએ ખેરાલુની જાગીરી આપી. ત્યાં ચૌધરી-દેસાઇ વર્ષાસન આપતા અને ગુજરાન ચલાવતા.

ચૌહાણ ગોગ બાપાનો વેશ લઇ આવ્યા અને વડનગર નગરી જોવા જેવી છે એમ કહેલુ. ચાર જણાએ વિચાર કર્યો અને વડનગર આવ્યા અને વાસોત્રી તલાવડીએ સ્નાન કર્યુ અને પછી કુળદેવી આશાપુરા માતાજીનો દિવો કર્યો. આશાપુરા માતાનો આસોપાલવના પાનમાં અને વાસોત્રી તળાવના કાંઠે આશાપુરા માતાજીના બેસણાં કર્યા. હાઇ અરજણબારી રસ્તા ઉપર આશાપુરા માતાજીનું મંદિર મોજુદ છે. એ સમયે વડનગરમાં અદેસિંગ પરમારનું વર્ષાસન હતુ અને તે વડનગરની આમ જનતાનો વેરો લેતા હતા. પણ ખેંર લોકો વારંવાર ધાડ પાડતા અ ને વડનગરની પ્રજાને લુંટી લેતા અને ચાલ્યા જતા. એ વખતે વડનગરમાં ચાર ચોહાણો આવેલા. માતાજીના મંદિરે બેસેલા અને સ્નાન કરવા તલાવડીમાં પડયા. તેવા સમયે ખેંર લોકોએ ધાડ પાડી. તે વખતે ધીરીયો ચાકર જેણે બુમરાડ સાંભળી તલાવડીથી નીકળી એકલો તોરણીયા વડલે આવ્યો. ખેંર સામે લડયો અને ઘવાયો. વરવીણજી, જીવાજી અને રતનસિંહને ખબર પડી કે કંઇક બુમરાડ થાય છે.તે પણ તોરણીયા વડલે આવ્યા. ધીરુજીને જોયા. તે અધમુઆ થઇ ગયેલા. રીશ ચડીને ખેંરોને ભગાડયા. જેથી ખેંર સુંઢીયા આવ્યા અને ચાચરીયા વીરમાં આશરો કર્યો. વિસામો કરવા બેઠા ત્યાં પાછળથી રતનસિંહ પણ આવ્યા અને ચચારીયા વીરમાં લડયા. તેઓ એકલા હોવાથી રતનસિંહ હારી ગયા અને મરાયા. પાછળથી તેમના બે ભાઇઓએ આવી ને વિધિ કરી અને બેસણા કર્યા. હાલ રતનસિંહ વીર તરીકે ચચારીયા વીરમાં બેસેલ છે. તેમની ખાંભી કે મંદિર હશે. પછી બે ભાઇઓએ વડનગર આવીને ધીરૂજીને વડના નીચે વિધિસર બેસણા કરાવ્યા. હાલ ત્યાં મંદિર કે ખાંભી હશે. પછી અદેસિંહ પરમારને લાગ્યુ કે બે ભાઇઓ બહુ બળીયા છે. તેમને ગમે તે કરી વડનગરમાં રાખવા માટે પરમારોએ ભેગા થઇને નકકી કર્યુ કે અમરથોળ માં બોલાવીને મોદ નાંખી. પોતાની દિકરીને એક ભાઇના ગળે હાર પહેરાવવા કહયું. જીવાજીને અદેસિંગની દિકરી ફુલબાએ વરમાળા નાંખી. બે ભાઇઓ તલવાર ખેંચી ઉભા થઇ ગયા. તમે અમારી સાથે કેમ કપટ કર્યુ. પછી સમાધાન કર્યુ. અને અદેસિંગ પરમારે દિકરીને અઢી પોળ આપી.હાલમાં ગણેશવાળા માઢમાં રહેઠાણ આપ્યુ.

ખેરાલુ અને વડનગરની અઢીપોળનો ગરાશ જીવાજીને થવાથી એમના ભાઇ વરવીણજી ને દિવસે દિવસે ચિંતા થઇ કે હવે હું કયાં જઇશ. એક રાત્રે હાટકેશ્વર મહાદેવના મંદિરમાં આવ્યા અને બ્રાહમણ અને તે બંન્ને વાતે ચઢયા. વાલમમાં પણ અમદાવાદના મોગલો હેરાન કરતા હતા. તેથી ચોકી કરવાવરવીણજી વાલમ આવ્યા. વાવ પાસે ભાલો નાંખી બેઠા. વાળંદ, કુંભારને સેવામાં મુકયા અને વાલમની વ્હારે વરવીણજી આવ્યા અને સવંત ૧૩૫૮માં સ્થાઇ થયા. સમય જતાં વાલમના બ્રાહમણો ભેગા થયા અને વરવીણજીને લગ્નનો પ્રસ્તાવ મુકયો. તેમણે લગ્નની હા પાડી પછી બ્રાહમણ કાલરીનાંસોલંકી વાગુજીના ઘેર માલીબા સાથે સગપણ કર્યુ અને લગ્ન કર્યા. વરવીણજીને બે પુત્રો થયા. ૧) ભીમસિંહ અને ૨) અખેરાજ. ભીમસિંહને કંબોઇ સોલંકી રાજપૂતમાં લગ્ન અખેરાજને કંબોઇ પાલવી સોલંકીમાં લગ્ન કર્યા. બંન્ને ભાઇઓએ અલગ કુળમાં લગ્ન કરેલા એટલે થી થોડોક વાંધો પડેલ.

સવંત ૧૬૪૮ માં અમદાવાદમાં કાબુલી બાદશાહની વાલમ ખંડણી ભરતી અને ભીમસિંહ ખંડણી ઉઘરાવી બાદશાહને આપતો. એ સમયે ચારણદોના આંઠ થી દસ ઘર થયા હતા. એવામાં રતનજી રાઠોડ ઐઠોરનો વતની અને ઐઠોરથી બ્રાહમણની જાનમાં વળાવીયા તરીકે આવ્યો અને ચૌહાણોને ગમ્યુ નહીં અને સવારે યુધ્ધ થયુ. ગામના ગોંદરે રતનજી વીરને માર્યા અને લગ્ન કરેલ બ્રાહમણની દિકરીએ રતનજીના ઓવારણા લીધા અને ખમ્મા મારા વીરા કહી મંદિર બનાવ્યુ. જે હાલ મોજુદ છે. તમને અમે નહીં ભુલીએ. નાગ પાંચમે બ્રાહમણ બહેનો રતનજી વીરની પૂજા કરે છે. ભીમસિંહે વાલમની ખંડણી બાદશાહને ભરવાની બંધ કરી તેથી બાદશાહ વારંવાર યુધ્ધ કરતો અને હેરાન કરતો. ૧) અખેરાજ અને ૨) ભીમસિંહ વાલમ રહયા. સમય જતા અખેરાજનો પુત્ર બાળકોજી એમના લગ્ન સતલાસણા માઓલ ગઢીગાને ત્યાં કરેલ. બાળકાજીનુ બીજુ લગ્ન સતી સાથે થયેલ. સતીના બે પુત્ર. ૧) કૈણોસિંહ અને ૨) હાદુરસિંહ. ગણીયણના પેટના બાળકાજીના પાંચ પુત્ર ૧) પચાણજી, ૨) તેજોજી, ૩) જગોજી, ૪) રાજસંગ, ૫) પુત્રનુ નામ મળેલ નથી.

કાબુલી બાદશાહનો ત્રાસ ખંડણી ના ભરતા વધવા લાગ્યો અને હેરાનગતી ગામલોકોને થતાં ગામલોકોએ ચૌહાણોને બોલાવ્યા અને ત્રાસ બાબતની વાત કરી તેથી બ્રાહમણો અને ચૌહાણો વચ્ચે વાત બગડી. અને કાબુલી બાદશાહનો મહેતો લખવાવાળો વાલમનો બ્રાહમણ હતો. તેથી ત્રાસ વધવા લાગ્યો. ફકત ચૌહાણોને જ સૈનિકલો હેરાન કરવા લાગ્યા. એક દિવસ ચૌહાણોએ ભેગા મળી ઠરાવ કર્યો કે, એ વખતે કે જે વાલમમાં રહે તેનો બાપ ગધેડો. તે વખતે બાળકાજીના પાંચ અને બે એમ સાત ભાઇઓ સાવ નાના હતા. કસમ ખાઇને નીકળ્યા.તેઓ ખંડોસણ આવ્યા. ભૂરી હેડી આવ્યા. ત્યાં પણ કાબુલી બાદશાહના સૈનિકો તેમને હેરાન કરતા. સમય જતાં કૈણોસિંહ અને હાદુરસિંહ મોડીવાળો વાસ જયાં હાલ ચૌધરી રહે છે. ત્યાં વસવાટ કર્યો. સાથે પાંચ ગણીયલ પણ હતા. ત્યાં માતા આશાપુરા ના બેસણા કર્યા.

૧.) કૈણોસિંહ નો વંશ ખંડોસણ રહયા અને તેમનો વંશ ખંડોસણ, વડુ અને રંગપુર.

૨) હાદુરસિંહનો વંશ દેણપ, રણછોડપુરા અને કનેડીયા.

૩) રાજસંગનો વંશ વાલમ ગામમાં.

૪) નામ જાણમાં નથી. તેઓએ પંચમાં સમ ખાધેલ તેથી અલગ વસ્યા.

૫) પચાણજી, તેજોજી, જગોજી તરભ ગામમાં ત્યાંથી જગોથી ઐઠોર ગયા.